નીત્ય નીયમ પાઠમાળા.

ૐ પરમાત્મને નમઃ

# ॥શ્રી ગણેશાય નમઃ॥

## કર્તવ્યમાંમુકવાલાયકશીક્ષાવચનો

તથા

## શ્રીભગવત નામ સ્મરણ પ્રારંભ.

श्री राम नाम मणी दीप धरु: जीभ देहलीद्वार:
तुलसी भीतर बाहरो जो चाहे ऊजीआर.

ॐ हरे राम हरे राम राम राम हरे हरे
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे.

ભક્ત જનોના સ્મર્ણાર્થે
શ્રીરામકૃષ્ણના પ્રતાપથી મહાન્તપુરૂષોના આશ્રયથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચુનીલાલ વરજભુખણદાસ મહેતા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦ સંવત ૧૯૭૩ સને ૧૯૧૬
અમદાવાદ—યુનિયન પ્રિં૦ પ્રેસ કં૦ 'લીમીટેડ'માં
પરોપકારર્થે નીવેદયામી. કીંમત અમુલ્ય.



શ્રી ગમચંદ્ર કૃપાળુ ભજ મન હરણુ ભવ ભયદારૂણું;
નવકંજ લોચન કજમુખકર કુંજ પદ કંજારૂણું;
કંદર્પ અગણિત અમિત છબિ નવ નિલ નિરજ સુંદરં;
પટપિતમાંનહુ[1] તડિતર[2] રૂચિ સુચી નોમી[3] જનકસુતાવરં:
શિરકિરિટ કુંડલ તિલક ચારૂઉદાર અંગવિભુષણું;
અજાનુ ભુજ શપ ચાપધર સંગ્રામજિત ખર દુષણું;
ભજ દિનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં;
રઘુનંદ આનંદ કંદ કોશલ્યચંદ દશરથ નંદનં;
ઇતિવદિત તુલસીદાસ શંકર શેષ મુની મનરંજનં;
મમહૃદય કંજ નિવાસ કરૂ[4] કામાદિ ખળદળ[5] ગંજનં;

---

૧ જાણે. ૨ વીજળી.. ૩ નમુંછું ૪ કરો. ૫ લુચ્ચાઓનું લશ્કર.

ॐ हरे राम हरे राम राम राम हरे हरे.

हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे.

# "કર્તવ્યમાં મુકવા લાયક શિક્ષા વચનો."

૧ જીવનની એક ક્ષણ કરોડો સોના મ્હોરોથી પણ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઇ નુકશાની છે ?

૨ સદ્ઉદ્યોગ સદ્ભાગ્યનો સહોદર છે, આજની કિમ્મત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહી.

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તાંજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિમતી હીરા છે, ડાહ્યા માણસો કિમતીમાં કિમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકશાની સમજે છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઇ શું ?

૫ ડોકટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી, પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મ શ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખવાય તેજ ખરી કેળવણી.

૬ જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહી, તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહી.

૭ સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થર સમ ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને. તેનાથીજ આત્મસેવા થઇ શકે છે.

૮ પ્રશંસાની ઇચ્છા રાખો નહી; પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો. કીર્તિ સત્કાર્યની સાથેજ રહે છે.

૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ ન્હાના બનો; ઉંડો પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઈનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહી, પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારની કિમ્મત મ્યાનથી નહી પણ ધારથી થાય છે તેમ માણસની કિમ્મત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૧૨ વૈર લેવું એ હલકાઇનું કામ છે; ત્યારે ક્ષમા કરવી એ મ્હોટાઇનું કામ છે; વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માંગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કાંઈ શીંગડા ઉગતાં નથી.

૧૬ સખાવત સ્વર્ગની કુંચી છે, અને દયા ખાનદાનીનો ખજાનો છે;

પથ્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમા ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ શીખે દાતાનેજ મળે છે.

૧૮ ભુંડાઇને બદલે પણ ભલાઈ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટો માણસ.

૨૦ સાંભળે કે ગ્રહણ કરે તેનેજ શિખામણ આપવી સારી; મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દુધ પાવા બરાબર છે.

૨૧ બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતામાં હોય તો, પ્રથમ પોતાનો અવગુણ દુર કરવા પછી બીજાને કહેવું.

૨૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, રાજદ્રોહી માણસથી હમેશ દૂર રહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

૨૩ અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મ્હોટો યોદ્ધો ગણાય.

૨૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઇ પણ ચીજમાં મળતું નથી.

૨૫ ધનમાં, મોજશોખમાં અને ખાવાપીવામાં સંતોષ રાખવો, પણ જ્ઞાનમાં, દાનમાં અને ધર્મમાં સંતોષ ન રાખવો.

૨૬ જેનાથી દુઃખ મટે તેનીજ પાસે હૃદય ખોલવું; જેની તેની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઇ થાય છે.

૨૭ અફીણ કરતાં કરજ વધારે ઝેરી છે, અફીણ ખાનારનેજ મારે, છે ત્યારેજ કરજ દીકરાના દીકરાને પણ મારે છે.

૨૮ ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભુંસી નાખે છે.

૨૯ ધર્મનું મુલ વિનય છે; કપટથી નહી પણ ખરાં દિલથી વડીલો, સજ્જનો અને ગરૂઓનો વિનય સાચવવો.

૩૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જનારમાં માણસાઇનો ગુણ રહી શકતો નથી; પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે.



# અથ ભગવત્ નામ સ્મરણ પ્રારંભ:

પ્રાતઃસ્તવનમ્

શ્રીગુરૂ શ્રી ગણપતિ ચરન બીનય કરૌ કરજોર। ગુણનીધિ ગણનાયક પરમ બુદ્ધિ સુધારો મોરી ॥ ઇતિ ॥ ॥ ચોપાઈ ॥ હે પ્રભુ ભવસાગરસેં તારો કાલ મૃત્યુ ભય શોક નિવારો ॥ ૧ ॥ ગુણનીધિ ગુણહિ તુમારો ગાઉ દાસ દાસકા દાસ કહાવું ॥ ૨ ॥ મો અનાથ પર કીરપા કીજે, ચરણકમલકી સેવા દીજે ॥ ૩ ॥ હે પ્રભુ દીન-બન્ધુકે રઘુનાથા, બહો જાત હું પકડો હાથા ॥ ૪ ॥ પ્રહલાદકું હરિ આપ ઊગાર્યો, હિરણ્યકશ્યપકું ક્ષણમહિ માર્યો ॥ ૫ ॥ નામદેવકો છાપરી છાઇ, મુઈ ગાય હરિ આપ જીવાઇ ॥ ૬ ॥ ભો ગોપાળ દ-યાલ કહાવો, ગર્ભવાસકે દુઃખ મીટાઓ ॥ ૭ ॥ ગર્ભવાસકે દુઃખ અનંતા તાસેં બચાવો હે ભગવંતા ॥ ૮ ॥ દોહા ॥ કેશવ કરૂણા કીજીએ, કમલાપતિ ભગવાન; કરજોડી ઇશ્વર કહે, અરજી સુનીઓ

કાન. ॥ ચોપાઇ ॥ તુમરો ગુણ હૃદયો અવીનાશી, ડારી ગલેમેં માયા ફાંસી ॥ ૯ ॥ હે સારંગધર કરૂણા કીજે, દુઃખ નીવારી અભયપદ દીજે ॥ ૧૦ ॥ ગજ ગણકાપર કરૂણા કીન્હી, ધ્રુવ ભક્તહી ધ્રુવપદવી દીન્હી ॥ ૧૧ ॥ ભક્ત વિભીષણ રામ પોકાર્યો, દશ મસ્તકહિ રાવણ માર્યો ॥ ૧૨ ॥ એસે પ્રભુકો મેં નહિ ગાયો, ગુરૂ સંતન નહિ સીસ નમાયો ॥ ૧૩ ॥ મોર મુકુટ પીતાંબર ધારી, ગોપીજનકી પીર નિવારી ॥ ૧૪ ॥ બનસીધર શ્રુતિકુંડલ ધારી, સુન લીજે પ્રભુ અરજ અમારી ॥ ૧૫ ॥ બડભાગી જે તવ ગુણ ગાવે, ઇશ્વરદાસ તુંમારો કહાવે ॥ ૧૬ ॥ દોહા ॥ ગીરધર ગોકુલચંદજી, નાથ ગરિબ નિવાજ; શરણાગતં મોહિ રાખિયો, બાંહુ ગ્રહેકી લાજ ॥ ॥ ચોપાઇ ॥ તુમ બિન કોઇ નહિ હીતકારિ, માત પિતા ભગિનિ સુત નારિ ॥ ૧૭ ॥ સ્વારથ રત અંતે દુઃખદાઇ, અંતકાળ પ્રભુ આપ સહાઇ ॥ ૧૮ ॥ શ્વાસોશ્વાસ પ્રભુ તવ ગુણ ગાઉં, ચરણકમલમેં ધ્યાન લગાઉં ॥ ૧૯ ॥ એસિ કૃપા કરો મમ સ્વામિ, સુત્રધાર પ્રભુ અંતરજામિ ॥ ૨૦ ॥ મેય પતિત તુમ પતિ-

ભ. ॥૮॥

તપાવન, મેય અનાથ તુંમ નાથ કહાવન ॥ ૨૧ ॥ મિરાંકો પ્રભુ જગ જસ કીન્હો, જહર હળાહળ અમૃત કીન્હો ॥ ૨૨ ॥ શવરી જાતકી ભીલનિ કહાઇ, ખાય જુંઠ ફલ ભયે સહાઇ ॥ ૨૩ ॥ જગન્નાથમેં ભોગ લગાઇ, કરમાંકે ઘર ખીચડી પાઇ ॥ ૨૪ ॥ રામ નામ જપો શ્વાસોશ્વાસા, છુટહી ભવબંધનકે પાસા ॥૨૫॥ ॥દોહા॥

રામ નામ પરતાપતેં, ઉધરે અધમ અપાર; ઈશ્વરદાસકે સ્વામીકું, સુમરો વારંવાર. ॥ ૨૬ ॥ ચોપાઇ ॥ હે રઘુવર રણ રાક્ષસ મારે, ગૌસંતનકે તુમ દુઃખ નીવારે ॥ ૨૭ ॥ ગૌતમ નારી અહલ્યા તારી, પરસત રજ પતિલોક સિધારી ॥ ૨૮ ॥ રામ રામ રસના ગુણ ગાવે, ભુત પ્રેત ગણ નિકટ ન આવે ॥ ૨૯ ॥ રામ રામમે રામ સમાયા, ગુરૂબીન વાકા ભેદ ન પાયા ॥ ૩૦ ॥ અમિત પતિતકે પાતક જારે, ભવ ભુજંગકે ભય સબ ટાળે ॥ ૩૧ ॥ રામ ભગતકે મન વીશ્રામા, રામ રામ કહો રામહિ રામા ॥ ૩૨ ॥ જડ ચેતનમેં રામ નીવાસા, ભજે નિરંતર શ્વાસોશ્વાસા ॥ ૩૩ ॥ કોટી ઉપાય કરો તુમ ભાઇ, રામ ભજન બિન મુક્તિ ન પાઇ ॥ ૩૪ ॥

॥૮॥

॥ દોહા ॥ ગૌબ્રાહ્મણ પ્રતિપાલહો, હે અનાથકે નાથ; દાસ ઇશ્વર વિનતિ કરે, બુડત પકડો હાથ. ॥ ૩૫ ॥ ચોપાઇ ॥ નરસૈંયાકે ઘર પ્રભુ જાઇ, મામેરાકી છાબ પુરાઇ ॥ ૩૬ ॥ ધના પિપા રોહીદાસ કબીરા, અનેક ભગતકી ટારી પીરા ॥ ૩૭ ॥ કહાંલગી કહું કહ્યો નહિં જાઇ, શેષ શારદા પાર ન પાઇ ॥ ૩૮ ॥ અચળ અભયપદ પ્રદ તવ નામા, ભક્તજનકા હે વિશ્રામા ॥ ૩૯ ॥ કમળાપતિ કરૂ-ણાકર નામ, નિત મમ હૃદય વસો તુમ રામ ॥ ૪૦ ॥ માત જસો-દાકે તુંમ લાલા, ભક્તનકે પ્રતિપાળ ગોપાળા ॥ ૪૧ ॥ ગિરિવરધર લાલ કનૈયા, તરનતારન બલભદ્રકે ભૈયા ॥૪૨॥ મુરલી અધર ધર નાચ નચૈયા, ચપલચાલ ચમકત નથ ભૈયા ॥૪૩॥દોહા॥ અવિના-શિન્ પ્રભુ આપહી, અલખ નિરંજન રાય; ઇશ્વરદાસ હે આપકો, ગુણહી તુમારો ગાય. ॥ ૪૪ ॥ ચોપાઇ ॥ કૃષ્ણ કૃષ્ણ તુંમ કહો નરનારી, કરૂણાકર કેશવ કંસારી ॥ ૪૫ ॥ ભાલ તિલક સુંદર અતિ સોહા, ભ્રગુલંછન દેખત મન મોહા ॥ ૪૬ ॥ એસો ધ્યાન ધરત નર જોઇ, જીવનમુક્ત હોત ફલ સોઇ ॥ ૪૭ ॥ રામ રટત ભવસાગર

હરહી, કોટિ જનમકે અઘ પુની દહહીં ॥ ૪૮ ॥ રામ રામ રટે શં-
કર શેષા, ગણપતિ રસના રટે ખગેશા ॥ ૪૯ ॥ રસના રટણ કરે
નિત જાકે, ચારી પદારથ કરતલ તાકે ॥ ૫૦ ॥ સનકાદિક નારદ
મુનિ દેવા, કરે નિરંતર પ્રભુકી સેવા ॥ ૫૧ ॥ નારાયણ ગોવિંદ
ગુણ ગાવો, અચલ નીરંજન હરિપદ પાવો ॥ ૫૨ ॥ દોહા ॥ હે
ગોકુલપતિ પ્રેમસેં, ગાઉં તુમારો ગાન; કરજોડા ઇશ્વર કહે, વિનતિ
સુનિયો કાન. માધવજી મનમેં વસો, માગું મ્હેર તુમારિ; દાસ
ઇશ્વર હે આપકો, ધારો દેર મોરારિ. સર્વ શાસ્ત્ર સિદ્ધાંતમેં બેદ
પુરાણકો સાર; દાસ ઇશ્વર ભજે રામકું; ફેર નહિં સંસાર. સીયાવર
રામચંદ્રકીજય શરણમ્ ॥ રામ રામ રામ રામ રામ

॥ ઇતિ ભગવત્ નામ સ્મરણ સંપૂર્ણ ॥

૬૭૫

# સંત પ્રીતમદાસજીની વાણી. સાખીઓ.

૧ હીરા મોતી નામ હરીનુ, પથર બીજી વાતો.
કહે પ્રીતમ મૃગ જળ દેખીને, રખે તું પીવા ધાતો.

૨ ધાયા તેતો ધુલ કમાયા, ડાહ્યા થઇ ડંડાણા.
કહે પ્રીતમ માયાને મુશળે, ખુબ તરે ખડાણા.

૩ ખંડાણા તે ખોલ્યા ન જડયા, આટો થઇને ઊડયા.
કહે પ્રીતમ સંસાર સમુદ્રમાં, બહુ વાર તે બુડયા.

૪ બુડયા તેને કોણુ બચાવે, આપે અવળા ચાલે.
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંશી ગળામાં ઘાલે.

૫ કાળે કુટયા, જમડે લુટયા, ચોરાશીમાં પડીઆ.
કહે પ્રીતમ અજ્ઞાની એવા, આપે તે આથડીઆ.

૬ આથડતાને કોણુ ઉગારે, કરમ તણો કુટારો.
કહે પ્રીતમ સેવો સદગુરૂને, એ તરવાનો આરો.

૭ રામ કહેના હાથોસે દેના, બડભાગીનકા કામ.
તુલશી એસા મનુશકો, જમ દુત કરે સલામ.

---

# સંસારમાં સાર. કલીયુગના કાકા.

૧ એ કલીયુગના કાકા રામ, એ કલીયુગના કાકા.
૨ સગા ભાઇકુ બુરા માને, સાલેકુ સનમાના રામ. એ.
૩ માત પીતાકુ ગારી ભાંડે, સાસુ સસુર પરણામા રામ. એ.
૪ વહુ બેટીકુ પ્યાર બતાવે, ભગનીકુ ભગાવે રામ. એ.
૫ રચ્યા પચ્યા સ્વારથમાં સુરા, એ પરમારથ બતાવે રામ એ.
૬ વ્યસનવીષયમાંવળગ્યારહેછે, તનમનધનથી ખરચીરામ. એ.
૭ દાસ રામનો કહે કરજોરી, એ કયમ તરશે હરજી રામ. એ.

# સંસારમાં સાર. સતયુગના શાણા.

એ સતયુગના શાણા રામ, એ સતયુગના શાણા.
સગા ભાઇકુ પ્યારા માને, સાલેકુ શરમાવે રામ. એ.
માત પીતાકુ પાયે લાગે, સાસુ સસુરકુ નમાવે રામ.
વહુ બેટીકુ નીયમ પ્રમાણે, ભગનીકુ ભોજન આપે રામ.
વ્યસન વીષયને છોડી દેઇને, રામ કૃષ્ણ ગુણ ગાવે રામ.
પરમાર્થમાં સુરા પુરા, તન મન ધનથી ખરચી રામ. એ.
દાસરામનો કહે કરજોડી, તે પરમેશ્વરને પામે રામ. એ.સ.

---

## કલીયુગનાં તોફાનો.

રાગ-મોરમનો—મરસીયા છંદ.

રામ રામરે હોટલે હીંદુ વટલાવ્યા, હોટલે હીંદુ વટલાવ્યારે.
નાના મોટા સ્ટુડંટો ફટાડીયા-રે રામ૦
મા ને બાપો નીશાળે મૂકે, છાનો બીડી હોટલોમાં ફુંકે;
આવો અવસર ભણ્યાનો ચુકે રે-રામ૦ ૧
મારે નીશાળમાંહી મહેતો, મોડું ખાવાનું થયું તે કહેતો;
માને બાપે મુકયો છે વહેતો રે-રામ૦ ૨
કરવા માંડી સ્ટુડંટોએ ચોરી, ઊંધે રસ્તે હોટલો ગઇ દોરી.
દહાડે દહાડે વધી ભાઇની તોરી રે-રામ૦ ૩
માત પીતા જાણે ભાઇ ભણેછે, ભાઇ હોટલોમાં ચા લણેછે;
એતો રજાના દીવસ ગણે છે રે-રામ૦ ૪

આપે ચોપડીઓને ફીનું નાણું, તેમાંથી ખાય હોટલમાંખાણું;
પણ અંતે મા બાપે તો જાણ્યું રે–રામ૦ ૫
કેમ નથી લાવ્યો અત્યા બુકો, મારવાને તો કીધો તાડુકો;
કહે ચાહ પીધી બીડીયો ફુકયો રે–રામ૦ ૬
હોટલ મનમાંથી તો ન વીસારે, ગમે તેવું મેહેતા તેને મારે;
વાડી બગીચે બેસવું ધારે રે–રામ૦ ૭
બાપ કરે પૈસાની ખુવારી, ભાઇને હોટલો લાગી છે સારી;
મહેતો થાકયો એને મારી મારી રે–રામ૦ ૮

( શંકર વસે કૈલાસમાં એ રાગ. )

હોટલે પૈસા હઠાવીયારે, કરી સૌને ગુલતાનરે. હોટલે.
અભણ ભણ્યાના માલનેરે, કેવો ખેતરીને ખાયરે;
ભણેલાને ભરમાવીયા, પાઇ બીસકુટ ચાયરે. હોટલે.
મોટા શાહુકારના છોકરારે, નથી નાણાંની ભીડરે;
ટમ ટમે ચાહ કારણે, પડયાં ખેતરમાં તીડરે. હોટલે.
ભજીયાં પુરી ને પાંદડાંરે, તેની લાગે મીઠાસરે;
કેમ સાહેબ કાંઇ જોઇએ ! આગળ ઉભા રહે દાસરે. હોટલે.
દુધ પીવાનું કર્યું દૂર તેરે, ચાનો ચાખીને સ્વાદરે;
ઘરમાં નારીને ચા જોઇએ, લીધો સ્વામીનો વાદરે. હોટલે.
ઘણી મુશીબતે મેળવ્યુંરે, પાઇ પાઇ કરી ધનરે;
ઘણો પરસેવો વાળીઓ, કર્યાં શહેરો ને વનરે. હોટલે.
ભંગીની ભાંગના ઘેનથીરે, ઘણો વાધે આનંદરે;
અફીણુ અફીણી ખાય છે, તેવો હોટલનો ફંદરે. હોટલે.

## લલીત છંદ.

અરર હે પ્રભુ ! શું કર્યું તમે, પરમ દુઃખમાં ડુબીયા અમે;
જ્ઞાતીઓ ઘણી એકઠી થઇ, હોટલો મહીં હોટલો મહીં.
હોટલો તણા હે પ્રતિનિધી, ચાહ મહીં તમે કામણો કીધી;
બ્રાહ્મણો અને વાણીયા તણી, કુંભાર ગાંચજા જ્ઞાતિયો ઘણી.
પટેલ શ્રાવકો સુતાર સોનીઓ, બધાએ એક ઉંચછે કીચો;
એક પાટલી એક મેજમાં, ખાણું ખાયછે સહેજ સહેજમાં.
પાણીની પૂરી પતરવેલીયાં, વાસી જે હતાં તેને મેલીયાં.
ઘેર નાતમાં નાહ્યા બ્રાહ્મણો, હોટલે કરે અનર્થ તો ઘણો.
મુગટા અને જે પીતાંબરો, પહેરીને જતાં દૂર કયાં કરો;
એક ડોલમાં રકાબીઓ ઘણી, ધોઇ ધોઇને આપતો ધણી;
બ્રહ્મતત્વને બ્રાહ્મણે મૂકયું, વીશ્નુતત્વને વાણીયે ચુકયું.
ઘેર ખાવાને પૂરીયો તળી, કેમ હોટલો લાગી છે ગળી.
ડબલ દામને શીદમાં ખુવો, આંખ આપીછે જરા તમે જુઓ;
ધર્મ ભ્રષ્ટ તો હોટલે કર્યા, દામ સર્વ તો હોટલે હર્યા.
ઊચ્ચ વર્ણમાં જન્મ આપીઓ, નીચ સોબતે શીદને પીઓ.

---

(શંકર વસે કૈલાસમાં એ રાગ.)

પોતાને જોઇએ પાટલુનરે, વાસકોટ ઘડીયાળરે. પોતાને.
ક્ષઇના ખોખાપર જોઇએરે પહેરવાને ખમીસરે;
કુતરાની પેઠે કાંઠલો, ઉપર દેખાય શીષરે. પોતાને.
ખોટી દેખાય તેને પાઘડીરે, ટોપીમાં નહીં ભારરે;
સોટી તો હાથમાં જોઇએ, બબરચીના દેદારરે. પોતાને.

ચાલતે મારગે જોઇએરે, પીવા સારૂ ચીરૂટરે;
અક્કડ અસ્રીબંધ લુગડાં, જોઇએ હોલબુટરે. પોતાને.

( રાગ ઊપરનો )

ભણ્યાનો માલ અભણુ ખાય.

અભણુને માટે એકઠુંરે, રળીને કીધું દામરે. અભણુ.
દરજી ધોબી ને ગાંયજારે, એને ચાલ્યો વહેપારરે;
વહાલી છે વોશીંગ કમ્પની, લુગડાની ધોનારરે. અભણુ.
સત્તર આનાનું લુગડુંરે, સીવ્યાના આના સોળરે;
સોનાનાં ચસ્માં ચઢાવીયાં, એ છે કેવું બેડાળરે. અભણુ.
મુડે દાઢી ત્રણ દોઢાયેરે, ડાસી મુડયાનો એકરે;
ચાર જઇ ચહેરા કરામણી, વાળ કાપ્યાનો ન નેકરે. અભણુ.
અરધાજીએ ધુવે ધોબીઓરે, તેના આના છે ચારરે;
ખીસાં ખાલી કર્યા ખંતથી, ખાલી ઉડાવી બહારરે. અભણુ
ભણેલો પંદર પામતોરે, મળે અભણુને ત્રીશરે;
આવું દેખી ઘણી પામતી, મારા મનમાં રીશરે. અભણુ.
દેશી જોડા કર્યાં દૂરતેંરે, પહેરી સપાટ બુટરે;
લુગડામાં લલચાઇને, ઉભો પીએ ચીરૂટરે. અભણુ.
કરમે કપાશીયાનું થયુંરે, ઘીને સાટે તો તેલરે;
મીઠાઈ ભેગું મેળવ્યું, આવે ખાંડમાં મેલરે. અભણુ.
શોખીન સેપરેટ દુધનારે, થયો ઘીની મહીં ભેગરે;
તેજ ચક્ષુનું ચાલીયું, ચાલ્યો ચશ્માંનો વેગરે. અભણુ.

# કલીયુગનું પ્રમાણ.

( રાગ ઊપરનો. )

જુના રીવાજ જડમૂળથીરે, નાંખ્યા ખોદીને દૂરરે. જુના.
નારીને જોઇએ પોલકું રે, જોઇએ ઝીણાં વસ્ત્રરે;
દીલ બધું દેખાય છે, જેમાં જાળાં સહસ્ત્રરે. જુનાં.
પોલકાંથી પોતે પાતળીરે, મટી જાડી દેખાયરે;
દરજી મરજી સાચવી, પૈસા ફોલીને ખાયરે.
જોઇએ ધોળા ધોળા ઘાઘરારે, હેઠળ ઝાઝી છે પ્લેટરે;
ધોબણનો વેશ ધરી લીધો, ડ્રેસ થયો ઓલરેટરે. જુના.
નાકે કાંટા નથી શોભતારે, ચુની ચતુર સુજાણરે;
ગયાં કલ્લાં ને કાંછળી, કળીજુગનું પ્રમાણરે. જુના.
દરરોજ દવાની બાટલીરે, અને ચાનો જે કપરે;
ક્ષય રોગ અંતથી લાગીઓ, એનો બેઠો છે ચપરે. જુના.
ઉંડા કુવા ને લાંબાં દોરડાંરે, કર્યાં ચકલીએ ચુપરે;
બેઠે પાણી ઘેર આવતું, એવો ઈંગ્રેજ ભુપરે. જુના.
રાંડીરાંડોના રેંટીયારે, ખુણે ઊધઇઓ ખાયરે;
ઘંટીના પથ્થર ફુટી ગયા, સંચે લોટ દળાયરે. જુના.
નારી ઉપર તમે નરહરીરે, કેવી કીધી છે મહેરરે;
તોએ કહે છે ઘણું કામ તો, પડયાં છે મારે ઘેરરે. જુના
ચીનાઇ સાડી ને ઝીક ઓપતીરે, બાંટ ખુણે સતાયરે;
દાતણ બીચારા શું કરે, બ્રુસ મસી ઘસાયરે. જુના.
ઘેર ઘેર ગ્યાસલેટ વાપર્યુંરે, લાગ્યું દીવેલને દુઃખરે;
બીજા જેવો ડેસ રાખતીરે, પણ કાળું છે મુખરે. જુના.
કાળી ગોરી બનવા જાય છેરે, કરી પાઉડરનો લેપ રે;
સાબુથી સાફસુફ રાખતી, પણ ફયા નહી મેપરે. જુના.

---

# छेवटनी सूचना: सवैया:

पुराणको पार नहीं, वेदनको अंत नहीं;
वाणी तो अपार कहा कहा चीत दीजीए.
शास्त्रनकी एक कहुं करोडकी एक कहुं;
सब हीमें सार एक राम नाम लीजीए.

# सर्व शास्त्रनो सार तथा भजन.

श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम रार राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम
श्रीराम राम राम राम राम राम राम राम राम

---

श्रीराम राम रामरे श्रीरणछोडजी प्यारा:
श्रीरणछोडजी प्यारा: एतो जनम मरण ओवारारे:
श्रीराम राम रामरे श्रीरणछोडजी वहालां:

શ્રી રામ કૃષ્ણ અમુલ્ય ધન બીના દામ વેચાય;
તુલસી અચરજ દેખીઓ, કોઇ ગ્રાહક વીરલા થાય.

## ॥ શ્રી રામનામનો તારક મંત્ર ॥

૧ રામ નામ સાચું, સંસાર સુખ કાચુ;
૨ રામ નામ સત્ય છે, બાકીનુ બધું વ્યર્થ છે,
૩ રામ નામ હીરો, શોધી લ્યોને વીરો;
૪ રામ નામનો જાપ, કાપે સઘળાં પાપ,
૫ રામ નામની ભક્તિ, એનાથી છે મુક્તિ;
૬ રામ નામ તારે, બીજો ના આવે વ્હારે,
૭ રામ નામ મોટું, સ્ત્રી પુત્રાદી ખોટું;
૮ રામ નામથી ગતી, સુધરે તેના પ્રતી,
૯ રામ નામ સેહેલું, મનથી જાય મેલું;
૧૦ રામ નામથી સુધી, નીર્મલ કરશે બુદ્ધિ,
૧૧ રામ નામ દેજો, ચરણુની સેવા લેજો;
૧૨ રામ નામને સેવો, અમૃત ફળ છે મેવો,
૧૩ રામ નામ છે બેલી, કદી ના મુકે ઠેલી;
૧૪ રામ નામને રટો, ચક્રરમાંથી ગટો,
૧૫ રામ નામ છે ન્હાનું મોક્ષનુ ખુલશે પાનું;
૧૬ ભજન કરોને ભાવે ફરી યોની નહીં આવે.